# 6 ધૂળિયે મારગ

**મકરન્દ દવે**

**જન્મ : 13–11–1922 મૃત્યુ : 31–01–2005**



મકરન્દ વજેશંકર દવે રાજકોટ જિલ્લાના ગોંડલના વતની હતા. વર્ષો સુધી મુંબઈ રહ્યા પછી તેઓ વલસાડ પાસે નંદિગ્રામમાં વસ્યા. સાહિત્યની સાધનાની સાથે સાથે આધ્યાત્મિક ક્ષેત્રે ગતિ કરતા રહ્યા. ગાંધીયુગ પછીના ગાળામાં આધ્યાત્મિક સાધનાને અનુલક્ષતી કવિતા રચનાર તેઓ મરમી કવિ હતા. તેમનાં કાવ્યોમાં જીવનનો આધ્યાત્મિક અનુભવ સાદી-સરળ ભાષામાં પણ ચોટદાર રીતે રજૂ થાય છે. તેમને 1979નો 'રણજિતરામ સુવર્ણચંદ્રક' મળ્યો હતો.

જગતમાં સૌથી વધુ મૂલ્યવાન તો માણસ-માણસ વચ્ચેનાં પ્રેમ-લાગણી છે. ધન માટે વલખાં માર્યા વગર પોતાની વર્તમાન સ્થિતિમાં, અદના માનવીને સ્વમાનભેર જીવવાનો સંસ્કાર આપી જાય તેવું આ કાવ્ય છે. જીવન વિશેનો ખ્યાલ તદ્દન જુદો જ છે. બે માર્ગો છે : એક ધૂળિયો એટલે કે સાદા-સાત્ત્વિક જીવનનો માર્ગ અને બીજો સોનાનો એટલે કે ધનસંપત્તિની લાલસાવાળો માર્ગ. કવિ અહીં ધૂળિયે મારગ ચાલવાનું આહ્‌વાન કરે છે.



કોણે કીધું ગરીબ છીએ ? કોણે કીધું રાંક ?
કાં ભૂલી જા મન રે ભોળા ! આપણા જુદા આંક.
થોડાક નથી સિક્કા પાસે, થોડીક નથી નોટ,
એમાં તો શું બગડી ગયું ? એમાં તે શી ખોટ ?
ઉપરવાળી બૅંક બેઠી છે આપણી માલંમાલ,
આજનું ખાણું આજ આપે ને કાલની વાતો કાલ,
ધૂળિયે મારગ કૈંક મળે જો, આપણા જેવો સાથ,
સુખ દુ:ખોની વારતા કે'તા બાથમાં ભીડી બાથ.
ખુલ્લા ખેતર અડખેપડખે, માથે નીલું આભ,

વચ્ચે નાનું ગામડું બેઠું, ક્યાં આવો છે લાભ ?
સોનાની તો સાંકડી ગલી, હેતુ ગણાતું હેત;
દોઢિયા માટે દોડતાં એમાં જીવતાં જો ને, પ્રેત !
માનવી ભાળી અમથું - અમથું આપણું ફોરે વ્હાલ;
નોટ ને સિક્કા નાખ નદીમાં, ધૂળિયે મારગ ચાલ !

('ગુલાલ અને ગુંજાર'માંથી)

## શબ્દસમજૂતી

**આપણા જુદા આંક** જિંદગી અંગેની આપણી જુદી સમજ **ઉપરવાળું** પરમેશ્વરની સત્તાવાળું **બાથમાં ભીડી બાથ** પ્રેમભર્યા આલિંગન સાથે **દોઢિયું** દોઢ પૈસાનો સિક્કો **પ્રેત** અવગતિયો જીવ (અહીં) પૈસા પાછળ રઘવાયા થયેલા લોકો **અમથું** કશા સ્વાર્થ વગરનું **ફોરવું** મહે'કવું **માનવી ભાળી અમથું અમથું ફોરે વ્હાલ** માણસને મળતાં જ કોઈ સ્વાર્થ વગર હૈયું સ્નેહથી ઊભરાવા લાગે છે

## ભાષાસજ્જતા

**નીચેનાં વાક્યો વાંચો :**

- અંધારી રાતે હીરબાઈ જોગમાયા જેવી લાગતી હતી.
- ધરામાં ઢબી-ઢબીને એ વજ્ર જેવી લાગતી હતી.

અહીં પ્રથમ વાક્યમાં હીરબાઈને જોગમાયા સાથે સરખાવી છે. જ્યારે બીજા વાક્યમાં એની સરખામણી વજ્ર યાને કે લોખંડ સાથે કરવામાં આવી છે. તમે જોશો કે આ પ્રકારની સરખામણી કરવાથી ભાષાની શોભા વધે છે. જેવી રીતે ઘરેણાં પહેરવાથી આપણે વધુ સુંદર દેખાઈએ છીએ તેવી જ રીતે ભાષાને વધુ સુંદર બનાવવા 'અલંકાર'નો ઉપયોગ કરવામાં આવે છે.

આપણી ભાષામાં ઘણા અલંકારો છે. જેવા કે, ઉપમા અલંકાર, રૂપક અલંકાર, ઉત્પ્રેક્ષા અલંકાર વગેરે.

અલંકારો બે પ્રકારના હોય છે : શબ્દાલંકાર અને અર્થાલંકાર. ઉપરોક્ત અલંકાર અર્થાલંકાર છે.

**ઉપમા અલંકાર :** ઉપમા અલંકાર સમજતાં પહેલાં આપણે ઉપમેય અને ઉપમાનનો ખ્યાલ મેળવીએ. ઉપમેય એટલે જેની સરખામણી કરવાની હોય તે. ઉપમાન એટલે જેની સાથે સરખામણી કરવાની હોય તે, જેમ કે,

- આ ખેલાડી સચિન તેંડુલકર જેવો છે.

આ વાક્યમાં 'ખેલાડી' ઉપમેય છે, સચિન તેંડુલકર ઉપમાન છે. જ્યારે 'જેવો' એ ઉપમાદર્શક શબ્દ છે.

આવાં બીજાં ઉદાહરણો પાઠ્યપુસ્તકમાંથી શોધીને લખો.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કવિ આ કાવ્યમાં મનુષ્યજીવન માટે કઈ બાબત મહત્ત્વની ગણાવે છે ? ☐

(ક) ધન-સંપત્તિ (ખ) જમીન-જાયદાદ

(ગ) મનુષ્ય-મનુષ્ય વચ્ચેનો પ્રેમ (ઘ) સોનું-ચાંદી

(2) આ કાવ્યમાં કવિએ 'ધૂળિયે મારગ' શબ્દ કયા અર્થમાં પ્રયોજ્યો છે ? ☐

(ક) સાદા-સાત્ત્વિક જીવન અર્થે (ખ) ધન-સંપત્તિની લાલસા અર્થે

(ગ) સુખ-વૈભવથી ભરપૂર જીવન અર્થે (ઘ) ધૂળ, માટી અને કાદવ અર્થે

(3) કવિ 'ઉપરવાળી બૅંક' કોને ગણાવે છે ? ☐

(ક) ઈશ્વરને (ખ) આકાશને (ગ) દેના બૅંકને (ઘ) સ્ટેટ બૅંકને

**2. નીચેના પ્રશ્નોના એક-બે વાક્યોમાં ઉત્તર આપો :**

(1) મનુષ્યે બીજા મનુષ્યને કેવી રીતે મળવું જોઈએ ?

(2) પ્રવર્તમાન સમયમાં મનુષ્યો શાની પાછળ દોટ મૂકી છે ?

(3) 'ખુલ્લાં ખેતર માથે' અને 'અડખેપડખે' શબ્દોનો અર્થ સમજાવો ?

## સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

(1) કવિના મતે મનુષ્યનું જીવન કેવું હોવું જોઈએ ?

(2) કાવ્યમાં પ્રશ્નાર્થવાળી પંક્તિઓ કઈ-કઈ છે ? તેનાથી કાવ્યમાં કયો ભાવ જગાડાયો છે ?

(3) 'ધૂળિયે મારગ' એટલે શું ? આ માર્ગે ચાલવાના કયા-કયા લાભ કવિ ગણાવે છે ?

(4) કવિ પાસે શું નથી ? એની એમના મન પર શી અસર છે ?

### 2. જૂથમાં ચર્ચા કરો :

(1) પ્રકૃતિથી વિમુખ થવાથી આપણે શું-શું ગુમાવીએ છીએ ?

(2) 'સંતોષી નર સદા સુખી.'

(3) 'હું માનવી માનવ થાઉં તો ઘણું.'

### 3. ઉદાહરણમાં આપેલા પ્રાસયુક્ત શબ્દો વાંચો અને એવા અન્ય શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :

**ઉદા.** રાંક અને આંક

### 4. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દ લખો :

મારગ, હેત, સોનું, સાથ, રાંક.

### પ્રવૃત્તિ

- ગાંધીજીની આત્મકથામાંથી સાદાઈના પ્રસંગો શોધીને વાંચો.